# તરબીયતે દુઆ.

Reg No 167

માનવંતા બોધ ગુરૂ પીર સદરદીને શીયા ઇમામી
ઇસ્માઇલી ખોજાઓ માટે ખાસ રચેલી રોજીંદી
બંદગી "દુઆ" અને તેને પુરતી
સમજણ સાથે.



છપાવી પ્રગટ કરનાર
ધી રીક્રીએશન ક્લબ ઇન્સ્ટીટ્યુટ પ્રેસ ડીપાર્ટ
મેન્ટના ઓ. સેક્રેટરી હુસેન શરીફે ધી ખોજા
સીંધી પ્રીંટીંગ પ્રેસ, ૧-૪ ભીમપુરા ડોંગરી સ્ટ્રીટ
મુંબઇ નાં. ૯ માં છાપી ત્યાંથીજ પ્રગટ કરી.

આવૃત્તી ૭ મી ] [ નકલ ૫૦૦૦

સંવત ૧૯૮૨ ] કીમત રૂ. ૦)‌ આના [ સને ૧૯૨૬

# તરબીયતે દુઆ.

માનવંતા બોધ ગુરૂ **પીર સદરદીને** શીયા ઇમમા

ઇસ્માઇલી ખોજાઓ માટે ખાસ રચેલી રોજીંદી

બંદગી "દુઆ" અને તેને પુરતી

સમજણુ સાથે.



છપાવી પ્રગટ કરનાર.

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ પ્રેસ ડીપાર્ટ**
મેન્ટના ઓ. સેક્રેટરી **હુસેન શરીફે** ધી ખોજા
સીંધી પ્રીંટીંગ પ્રેસ, ૧–૪ ભીમપુરા ડોંગરી સ્ટ્રીટ
મુંબઇ નાં. ૯ માં છાપી ત્યાંથીજ પ્રગટ કરી.

આવૃતી ૭ મી ] [ નકલ ૫૦૦૦

સંવત ૧૯૮૨ ] કીમત રૂ. ૦)≡ આના [ સને ૧૯૨૬

# યા અલી મદદ.

## મદદે મવલા વ પંજેતન પાક.

## પ્રકરણ ૧ લું.

—:o:—

### ખાલકની ખુબી.

ચંદ્ર, તારા, પૃથ્વી, ગ્રહો વિગેરેની નિયમિત હીલચાલ પરથી વિચારવંત માણુસને તેના કર્તાનું ડહાપણ અને ખુબી સહેજમાં સમજાય છે. માણુસ જાતથી લઇ પશુ, પક્ષી, અને છેક આંખથી ન દેખાય તેવા અનેક જીવ જંતુના કર્તાએ સર્વના સુખ અને હૈયાતી માટે ઘણાજ ચોકસ અને નિયમિત નિયમો બાંધ્યા છે, કે જેથી આ સૃષ્ટિનું ચક્ર ચાલ્યું જાય છે. એ નિયમને વધારે સ્પષ્ટ રીતે કુદરત કહેવામાં આવે છે જાણ્યે અજાણ્યે ગમે તે હાલતમાં કુદરત પોતાનું કામ કરે જાય છે બીજમાં વૃક્ષને વૃક્ષમાં બીજ, એ નિયમ અનંત કાળથી ચાલ્યો આવે છે. પૃથ્વી પર તેમજ બ્રહ્માંડમાં અનેક ફેરફારો થયા કરે છે. આ સર્વનો કર્તા અને કુદરતનો

બનાવનાર એકજ છે જેને અનેક નામથી બોલાવવામાં આવે છે. કર્તા એટલે ખાલક અને તેની બનાવેલ ચીજો મખલુક કહેવાય છે. આપણા સુખ અર્થે તે ખાલકે અનેક પ્રકારની વનસ્પતિ ફળ ફુલ વિગેરે આ પૃથ્વી પર પેદા કરેલ છે. તે પણ એટલે સુધી કે વધારે જરૂરની ચીજ વધારે જથામાં મળી શકે છે. દાખલા તરીકે આપણી હૈયાતી માટે પવન પાણીની મુખ્ય જરૂર છે. જે ફોગટ મળે છે કે જેના વગર પળ માત્ર પણ ચાલતુ નથી, તેમજ ખાવા પહેરવા વિગેરેની વસ્તુ પુષ્કળ જથ્થામાં પેદા થાય છે. જેનો વધારે વિચાર કરતાં તે કૃપાળુની કૃપા સહેજે સમજાય છે. તે દરેકનું ભરણ પોષણ ગમે તેવી હાલતમાં કરે છે. આ સર્વ કાર્ય નિયમિતપણે બીલકુલ ગફલત વગર કરે જાય છે જે વગર આ સર્વ ખલકતની હૈયાતી સંભવેજ નહીં.

## બંદાની ફરજ.

પરવરદિગાર સર્વ મખલુકાતનો રબ યાને માલિક છે અને આપણે તેના બંદા છીએ એ મુજબ આપણી અને તેની વચ્ચે માલિક અને બંદાનું સગપણ છે. તે આપણા ઉપર રબુબીયતનો હક ધરાવે છે. તેમ બંદાપણાની ફરજ આપણા પર છે. ઉપર જણાવ્યા મુજબ તે પોતાની રબ તરીકેની ફરજ વગર ગફલતે કરે જાય છે. તેમ આપણે પણ બંદા તરીકેની ફરજ બજાવવા

ગફલત ન કરવી જોઇએ એ સાબીત થાય છે. આપણી ફરજની ગફલતને સબબે તે માલિકની ઇતરાજી ઉતરે અને તે સબબે કુદરત પોતાનું જોર કરવા ઇચ્છે, તો તેને દોષિત ગણ્યા પહેલાં પોતાની ભુલો જોવી જોઇએ અને તે સુધારવાને પોતાથી બનતો પ્રયત્ન કરવાને કોઇપણ જણે ચુકવું જોઇએ નહીં.

દરેક મનુષ્યની ફરજ છે કે પોતાની બંદાપણાની (અબુદિયતની) ફરજ દરરોજ નિયમિત રીતે અદા કરવી જોઇએ, નહીં તો તેમાં જેટલી ગફલતી તેટલી નુકશાની તેને ખમવી પડે છે.

એ મુજબ દરેક કોમના ધર્મગુરુ પેશવા પોતાની ઉમ્મત પરની ફરજ અદા થાય એવી બંદગી ઘડી આપે છે અને તે બંદગી ગુજારવાનો યોગ્ય વખત મુકરર કરી ખુદાઇ રસ્તા ઉપર દોરે છે.

## રોજીંદા બંદગીની જરૂર.

બંદા તરીકેની ફરજ અદા કરવા તરીકે રોજીંદા બંદગીની જરૂર છે એટલુંજ નહીં પણ જીવપટ પર ચડતો અનેક કર્મો રૂપી મેલ ધોવાને માટે પણ રોજીંદા બંદગીની જરૂર છે.

આપણો જીવ બગીચાનાં એક ઉત્તમ ફળદાયક કોમળ છોડ જેવો છે, જેમ છોડની દરરોજની સંભાળ રાખવામાં ન આવે, ઘાંસ વિગેરે કચરો કહાડવામાં ન આવે, અગર પાણી ન પાવામાં આવે તો તે છોડના ઉન્નતિ થતી નથી, તેમ જો આપણા જીવને બંદગી રુપી જળ સીંચવામાં ન આવે, કામ, ક્રોધ, વિગેરે જેવા પંજણ રુપી ઘાંસ કહાડવાની સંભાળ રાખવામાં ન આવે તો તે અંતે અધોગતીને પામે છે.

મનુષ્યનો દરેક વિચાર, કૃત્ય, સંસ્કાર ઉત્પન્ન કરે છે. જેનો શંચય થયાં કરે છે, જેના ઉપર સારાં અગર નરસાં ભવિષ્યનાં નશીબોનો સઘળો આધાર રહે છે. હુઇવી સંસ્કાર વર્તમાન કાળમાં, અને વર્તમાન કાળના સંસ્કાર ભવિષ્ય કાળમાં અવશ્ય ભોગવવા પડે છે.

જેમ વપરાતાં કપડાંપર દરરોજ મેલ ચડે જાય છે, તેમ દરેક પળનો અવિચાર રુપી મેલ કપડાં રુપી જીવ પર ચડે જાય છે. એ રીતે જીવને અનેક રીતે વેઠવું પડે છે. અને અનેક અકર્મો રુપી મેલમાં સંતાઇ રહે છે, કે જેથી પોતાને ઓળખવો પણ બહુ મુશ્કેલ થઇ પડે છે.

જેમ કપડાંને હમેશાં સાફ કરવામાં ન આવે તો વધારે મેલાં થઇ કાળા થઇ જાય છે, તેમ આપણા જીવ

સંબધે પણ બને છે, માટે દરરોજ જીવને સાફ કરવા રોજીંદા બંદગીની ખાસ જરુર સમજાય છે.

કેટલાક ગુનાહ ફકત તોબાહ અને શોચ કરવાથી માફ થઇ જાય છે, એમ મહાન પુરૂષોનું કહેવું છે, અને કેટલાએક ગુનાહો ધોવા માટે તોબાહ સાથે ખુદાવંદ-તઆલાની બંદગી રુપી સાબુની જરૂર પડે છે. માણસ ભુલોથી ભરેલો છે, પાક જાત માત્ર ખુદાની છે. માણસ સવારથી સાંજ સુધી અજાણપણે અનેક માનસીક ગુનાહો કરે છે, તે ગુનાહો માટે તો રોજીંદા બંદગી કરી ખુદાની રહેમત માંગવાની જરૂર છે. જેમ કોઈ મકાનને સાફસુફ રાખવામાં ન આવે તો અવાવરૂ પડી રહી ઝેરી જીવોનો વાસ થાય છે તેમ આપણા જીવને સવાર સાંજ બંદગી રુપી પાણીથી સાફ કરવામાં નહીં આવે તો તેમાં કામ, ક્રોધ, મોહ જેવા મહા મત્સર પેદા થાય છે.

---

## પહેલે પગથીયે ચડયા વગર બીજે ચડાતું નથી.



ઇસ્લામમાં હિદાયત મેળવવાના ચાર તરીકા કહેલા છે.

૧ શરીયત ૨ તરીકત ૩ હકીકત ૪ મારફત. શરીયત અને તરીકત તે કર્મ યોગ જેવાં તરીકા છે.

તે પુર્ણ રીતે પાળવાથી હકીકત પ્રાપ્ત થાય છે, અને ત્યાર બાદ મારફત સુધી પહોંચી શકાય છે.

શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ ગીતામાં મુક્તિ મેળવવાનાં ત્રણ યોગ કહેલા છે:—

**૧ કર્મયોગ ૨ ભક્તિયોગ ૩ જ્ઞાનયોગ.**

**જ્ઞાનયોગ** અને મુક્તિને છેટું નથી જો માણુસ **જ્ઞાનયોગ** સુધી પહોંચે તો તે મુક્ત થઇ જાય છે. પણ તેટલી હદ સુધી પહોંચવાને તેવા કર્મ કરવા પડે છે એકદમ **જ્ઞાનયોગ** સુધી પહોંચવું બહુ મુશકીલ છે, માટેજ **કર્મયોગ** વધારે ઉત્તમ કહેલ છે.

જેમ પહેલે પગથીએ ચડયા પહેલાં ત્રીજે પગથીએ ચડવું **અસંભવિત છે** તેમ **શરીયત** અને **તરીકત** પાળવા વિના **મારફતે** પહોંચવું અઘરૂં થઇ પડે છે.

એ મુજબ દરેક ધર્મગુરૂઓ પોતાની ઉમ્મત પહેલા પગથીઆ રૂપી બંદગી વિગેરે ચોકસ નિયમે બાંધી આપે છે. જેમ અભ્યાસી પહેલાં દરેક ધોરણના વિષયો પુર્ણ રીતે સમજી યાદ કરી, પરીક્ષામાં પાસ થઇ આગળ ચાલી શકે છે, આગળ વધ્યા પછી પણ તે કરેલા કર્મો યાદ રાખવા જોઇએ છે, તેમ મારફત સુધી પહોંચવા તેમજ પહોંચેલાને પણ નીચેનાં ધોરણ પાળવા આવશ્યક છે. જો નિયમિત અને પુર્ણ કાળજીથી મહેનત

લઇ પુર્ણ રીતે પાળવામાં આવે તો પોતાની **મકસદને** જલદી પહોંચી શકાય છે.

હરેક કોમની માફક આપણને પણ આપણા બોધ-ગુરૂ **પીર સદરદીને** મહાન ઝહેમત ઉપાડી રોજીંદી બંદગી ઘડી આપી છે, જે આપણે હમેશાં વખતસર ગુજારવી જોઇએ.

એ મુજબ આપણે જોયું કે રોજીંદા બંદગી બજાવવાની ફરજ ત્રણ કારણસર દરેક પર આવી પડે છે.

(૧) પોતાની બંદાપણાની ખુદા પ્રત્યેની ફરજ અદા કરવા માટે.

(૨) જીવને દરરોજ તે પર ચડે જતા ગુનાહો રૂપી મેલથી સાફ રાખવા તેમજ અગાઉ થઇ ગયેલા ગુનાહો ધોવા માટે.

(૩) છેવટનો મકસદ એટલે **મારફત** સુધી પહોંચવા પહેલું પગથીયું અગર ધોરણ ચડવા માટે.

એ મુજબ ત્રણ કારણસર દરેક ઉપર નિત્ય નિયમિત બંદગીની ખાસ જરૂર છે. જેની જેટલી ગફલત તેટલી નુકશાની જીવને પહોંચાડવામાં આવે છે તે નક્કી વાત છે.

———:o:———

# પ્રકરણ ૨ જું.

## શીયા ઇમામી ઇસમાઇલી દુઆ અને તેની ખુબીઓ.

### રોજીંદા બંદગીમાં સમાએલા હેતુ.

એ મુજબ રોજીંદા બંદગીની જરૂર જોયા પછી તેમાં શું શું હેતુ સમાએલા હોવા જોઇએ તે તરફ નજર કરીએ.

(૧) ખુદાવંદતાલા આપણા સર્વનો રબ યાને માલીક છે આપણને સર્વ ચીજો આપે છે આ સર્વ અહેસાનના બદલામાં આપણે તેની દરરોજ નિયમિત બંદગી કરવી જોઇએ.

(૨) દરેક જીવ પામર છે; દરેક ઇન્શાન ગુનાહને પાત્ર છે માટે તે ગુનાહો માટે માફી ચાહી, તોબાહ કરી, ખુદા પ્રત્યે પોતાની તાબેદારી બતાવવી જોઇએ કે જેથી જીવ પર ચડે જતા ગુનાહો રૂપી મેલ દુર થાય.

(૩) આ સર્વ આપણને સુચવનાર નેકીના રસ્તા પર દોરનાર ને નિષ્કામ વૃતિથી અનિતીના રસ્તા પરથી

દુર રાખવા સંભાળ રાખનાર આપણા રાહબર યાને ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવી જોઇએ.

(૪) હજારો મલામતીથી દુર રાખવા, અને તેનાથી બચવા અનેક જન્મનાં પાપ રૂપી મેલ દુર કરવા, ભવિષ્યના ગુનાહથી દુર રહેવા, ગીરીયા ઝારીથી પોતા ઉપર ખુદાની રહેમત માંગવી.

(૫) એ ઉપરાંત દરેકની ફરજ છે કે ખુદાની મખલુકાત રાજા, પ્રજા, સારા નરસા, સર્વના હકમાં નેક દુવા ગુજારવી અને તેઓનું ભલું થાય એવી દુઆ માંગવી.

જે બંદગીમાં ઉપલા પાંચે મુદ્દા સમાયલા હોય, તેજ ખરી અને સર્વથી શ્રેષ્ટ પ્રાર્થના કહી શકાય.

દરેક કોમનો પેશવા પોતાની ઉમ્મત માટે નિત્ય પ્રાર્થના તરીકે, અમુક બંદગી રચી આપી, તે ગુજારવા ભલામણ કરી, સત્યના રસ્તાપર દોરે છે એ મુજબ નિમાઝ, સંધ્યા, પ્રેયર વિગેરે નામોથી રોજીંદા બંદગી ભાષા અને રુઢી મુજબ કહેવામાં આવે છે, એ મુજબ આપણને પણ આપણા મહાન ગુરુ પીર સદરદીને અથાગ મહેનત લઇ, યોગ્ય ભાષામાં ઉપરના પાંચે મુદ્દા પુર્ણ રીતે સમાવેશ કરી અરબી અને ફારસી બોલોથી શણગારી નિત્ય અને નિયમિત બંદગી રચી આપી છે, જેને "દુઆ" કહેવામાં આવે છે.

# ધુઆનો વખત.



બંદગીનો વખત એવો રાખવામાં આવ્યો છે કે જે વખતે દુનીયાદારી વિગેરેની ખટપટ નડવાનો સંભવ રહેતો નથી ને માણુસ ધારે તો પોતાનું મન તે વખતે શાંત રાખી શકે છે. ધુઆના ત્રણ વખત નીમેલા છે. તે માટે આપણા **મુરશીદ** આપણને **જ્ઞાન શરીફ**માં કહેલ છે કે:—

**(૧) સાંજીજી ધુઆ.**

**આશાજી! સંજ્યાવેળા મત કોઇ ચુકો,**
**એ છે ગુરની એંધાણીજી;**
**એ વેળા તમને દીધી,**
**કીધી તે દીનની બારી–હરી.**

સંજ્યાવેળા એટલે સુર્ય અસ્ત પામવા પછી તુરત ધુઆ પડવામાં આવે છે. એ મુજબ આખા દવસમાં થયેલ અનેક સંતાપોને ટાળવા, શાંતિથી માલિકની રહેમત માંગી, મારી ચહાવાનો આ વખત અનુકુળ છે.

(૨) બીજો વખત **સુમણીની** **દુઆ** તે નિષે આપણા **મુરશીદ** આપણને **જ્ઞાન શરીફ**માં ફરમાવેલ છે કે:—

આશાજી! બીજી વેળા ઓફીજ જાણો,
રાત ઘડી છ ગઇ જાણોજી;
તે તો બારી દરગા તણી,
ગુરથી થાએ હુશીયાર-હરી૦

એ મુજબ બીજી વખતની દુઆનો વખત સુર્ય આથમ્યા પછી બીજા પહોરની અંદરનો કહેવાય છે આ બંદગી રાત્રીમાં ભ્રમિત મનથી બચવા અને નીતિના રસ્તા પર રાખવા મદદ કરે છે.

(૩) **સુબુહ** સાદીકનો વખત ઘણોજ ઉત્તમ અને અમુલ્ય છે. બંદગી કરવા આ વખત સર્વથી શ્રેષ્ઠ કારણ કે આ વખતે મન શાંત અને શરીર તાજું થયેલ હોય છે. આ વખતની બંદગી જલદી અસર કરી શકે છે.

આ વખત માટે આપણા **મુરશીદ** આપણને ગ્ર**ં**થ શરીફમાં ફરમાવેલ છે કેઃ—

આશાજી! ત્રીજી સંજયા પાછલી જાણો
બટ ઘડી પરમાણોજી;
એ બારી સરગની ભણીએ,
લેવે ગુર નરને હાથ-હરી.

એ મુજબ આ બંદગી સવારમાં એટલે રાત્રીના છેલ્લા પહોરમાં એટલે સુર્ય ઉગ્યા અગાઉ પડવામાં આવે છે.

આખો દિવસ સારો ગુજારવા રોજીમાં બરકત માંગવા અને જીવને શાંત કરવા આ બંદગી અસરકારક રીતે કામ કરે છે.

---

## સર્વોતમ બંદગી (દુઆ)

આપણે જોયું કે જે બંદગીમાં ઉપરના પાંચે મુદાઓ બરાબર અમલમાં આવતા હોય તેજ બંદગી સર્વોતમ બંદગી ગણાશે. **પીર સદરદ્દીનની** રચેલી દુઆમાં ઉપરના પાંચે મુદા બરાબર અમલમાં આવે છે માટે દુઆ ઉંચો દરજ્જો ભોગવે છે.

પાંચે મુદાનો યોગ્ય સમાવેશ જોઇ તેમજ તે ગુજારવાના યોગ્ય સમય તરફ નજર કરતાં નિસ્પક્ષપાતપણે તપાસનારને "દુઆ" શહેનશાહી દરજ્જો ભોગવતી જણાયા વગર રહેશે નહિ.

શીયા ઇમામી ઇસમાઇલી મજહબની ઉંડી ફીલસુફી આપણને એમ સમજાવે છે કે આખા બ્રહ્માંડમાં ખુદાવંદતાલાની જાત પ્રસરેલી છે અને તેના મધ્ય બિંદુ તરીકે તે નુર આ દુનિયામાં જમાનાના ઇમામ એટલે હાજર ઇમામમાં જલવાગર છે તે જહુરાને **"ઇમામ"** કહીએ છીએ તે આપણા જીવની હિ-
દાયત કરનાર

હાદિયુલ મહેદી છે ને આપણા પર સત્તા ' ચલાવનાર સાહેબુલ અમર છે.

હાલના આપણા ૪૮ માં ઈમામ ... ઝમાના મુત... ાન મહમદ શાહ હાદિયુલ ... મહેદી સાહેબુલ અમરના સ્થુલ શરીરમાં તે નુર જલ... અમર છે જે આપણા રાહબર અને પેશવા છે અને ... તેની મહેરબાનીના લીધે આપણી દુઆ કબુલ થાય છે.

## દુઆના પાંચે મુ... ...બર લાવતા પાઠો.

—:o:—

(૧) ખુદાતાલા... ...ની તારીફ અને બુઝુર્ગી:—આપણી દુઆમાં "સચ્ચે... તથા "લાઈલ... વચન સુબહાન "અલ્લાનો પાઠ વિગેરે પાઠો... ...હા ઈલલ્લાહ હુલ હઈયુલ કઈયુમ" ...ા પુર્ણ રીતે બજાવાય છે.

(૨... ...) બન્દાના ગુનાહ માટે તોબાહ કરવા અને માફી ... માંગવા અને તાબેદારી બતાવવા:—

"તોબો તકસીરદાર" તેમજ

"ઈન્ન કુન્તો મીનઝ ઝાલેમીન"

વિગેરે પાઠો ઘણીજ સરસ રીતે અને અસરકારક રીતે કામ બજાવે છે.

(૩) ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવા, પાહતુ અર્પણુ અને દરેક સુજીદો પોતાના મુરશિદ હાજર ઈમામ

તરફની વફાદારી સામાન્ય રીતે બતાવે છે. આપણા દીનના વડા હાકેમ આપણા સરતાજ **હાજર ઈમામ સાહેબુલ અમર** ને દુઆમાં "**કુલ પીરેજો પીર**" વગેરે બોલોથી સંબોધવામાં આવે છે. તે આપણો તેઓ પ્રત્યેનો અચળ અને ઇશ્વરી ભક્તિભાવ દેખાડે છે. આ રીતે આ મુદ્દો બરાબર અમલમાં આવે છે.

(૪) પોતા પર રહેમત માંગવા:—

**પંજપાટીની** દુઆ ઘણીજ ગીરીયાઝારીથી પડાય છે.

(૫) સર્વ તરફ નેક દુઆ ગુજારવા ખુદાની રહેમત માંગવા:—

**યા શાહ ફઝલ વ રહેમત કરીયે.**
**યા શાહ પીર વકીલ જુમલો જમાઅત.**
**દુઆ નીયત ખએર**
**મોટા સીજદો;**

વિગેરે ઘણાંજ ઉત્તમ પાઠો બજાવે છે. આ ની ધર્મ તરીકેની આ ફરજ આ પ્રમાણે અદા થાય છે.

## પાકીઝગી અને વજુ.

કોઇ દુનીયાના રાજા પાસે અરજ ગુજારનારને કેટલીએક રીતે સાવચેત રહેવું પડે છે. કપડાં સાફ રાખવા પડે છે. શરીરે સ્વચ્છ થઇ જવું પડે છે. ત્યારે

ખુદાવંદતાલા કે જે શહેનશાહનો શહેનશાહ છે, તેની પાસે અરજ પહોંચાડવા કેટલી સાવચેતી રાખવી જોઇએ? બંદગી ગુજારવા **જમાઅતખાના** એટલે બંદગી કરવાની જગ્યામાં પગ મુકવા પહેલાં શરીર અને કપડાં સાફ છે કે નહિ તેની સંભાળ રાખવી જોઇએ અને સાફ અને પાક થઇ જવું જોઇએ જમાઅતખાનામાં દાખલ થયા પહેલાં હાથ પગ મ્હોં સારી રીતે સાફ કરી વજુ કરી જવું જોઇએ નાપાકીથી હમેશાં દુર રહેવું જોઇએ નાપાકીથી શરીરમાં રોગ થાય છે. અને તેથી કરીને મન વશ રહી શકતું નથી. અને બંદગી બરાબર થઇ શકતી નથી એ માટે આપણા મુરશિદે જ્ઞાન શરીફમાં કહેલ છે કે:—

**નાતે ધોતે ન હોવે જોગી,**
**ન ધોવે તો હોવે રોગી;**
**રોગ સંચરે મરકે જાવે,**
**અયસા બંદા શાહકું ન પાવે.**

---

## બન્દગી ગુજારવાનું સ્થળ.

આપણે ઉપર જોઇ ગયા કે ઉત્તમ બંદગી મકબુલ કરાવવા તન અને મન શાંત રહી શકે, તેવા વખતની અને પાકીઝગીની જરૂર છે. તેમજ તેવા સ્થળની પણ

જરૂર જણાય છે હિંદુ લોકો મંદિર કે દહેરામાં ક્રિશ્ચીયન લોકો દેવળમાં, અને આપણા લોકો જમાઅતખાનામાં બંદગી ગુજારે છે, બંદગી કરવાનું સ્થળ અલાહિદ ગુઅવાથી બંદગી ગુજારવાનું વધારે સરળ પડે છે. આવા પાક જગ્યાના સંયોગથી અવિચાર દુર ખસે છે. મન શાંત રહી શકે છે અને શરીર પરનો એક તરેહનો બોજો ઓછો થયેલો જણાય છે, દુનિયાની વ્યાધી દુર થયેલી જણાય છે, આ મુજબ બંદગી ગુજારવાનો રસ્તો સાફ અને સરળ થઇ જાય છે.

---

## ગત જમાત સાથે બંદગી ગુજારવી.

આજનો સુધરતો જમાનો વીલ પાવરની શકિત ખરી છે તે કબુલ કરે છે. માણસમાં વીલ પાવર ઘણો છે તે અમેરીકાના વિદ્વાનોએ તપાસ કર્યા પછી હવે કબુલ કરે છે. આજના જમાનામાં વીલ પાવરના અખતરા જોનારને આ બાબતની વધારે સમજણ પડશે. એક માણસનો વીલ પાવર જે કામ કરે તે કરતાં વધારે જથામાં ભેગા માણસોનો વીલ પાવર કેટલી શકિત ધરાવે તે આ ઉપરથી સમજવું સ્હેલ છે. ઇસ્માઇલી ધર્મ પુસ્તકોમાં આ વીલ પાવરની અજબ શકતિ ઘણી જગાએ જોવામાં આવે છે. દાખલા તરીકે સતાડા નાંખી એક

નેક મુરાદ કેમ પાર પાડવી વગેરે, આ સર્વ એક દિલથી બને છે એ આજના સુધરેલા જમાનાના વીલ પાવરના અખતરા સાબીતી આપે છે.

આ ઉપરથી સમજાય છે કે એક માણસ એકલો દુઆ ગુજારે તેના કરતાં ગત જમાત સાથે દુઆ ગુજારવામાં આવે તો બહુ અસર કરે છે. તે માટેજ ગત જમાત સાથે દુઆ ગુજારનારને સર્વનો હિસ્સો મળે છે અને મહા પુન્ય હાસિલ થાય છે, એ ખરૂં છે.

કદાચ ગત જમાત સાથે દુઆ ગુજારવાનું બની શકે એમ ન હોય તો પણ ગમે તેવી હાલતમાં ગમે તેવી રીતે નિયમસરને વખતસર દુઆ ગુજારવાનું દરેક **ઇમામી ઇસમાઇલી** પર ફરજ છે, બિમારી જેવી લાચાર હાલતમાં પણ પોતાની ફરજ અદા કરવા ચુકવું નહિ તેવા વખતે **પીરશાહ** એટલે નબી મહમદ મુસ્તફા અને **હઝરત મોલાના મુરતજાઅલી**ની બાર તસબી કાઢવી અગર મોઢે યાદ કરવી જેથી પણ બંદા પરની બંદગીની ફરજ અદા થાય છે.



# પ્રકરણ ૩ જું.



માનવંત બોધ ગુરૂ પીર સદરદીન સાહેબે રચેલી.

અસલ દુઆ.

—:o—

યા અલી મદદ

(૧)

દુઆ પડો. દુઆ પડો. દુઆ પડો. અલ્લાહુ મરેહેઆ હુક નામ ગીનો. મોલા અલી ઇમાન સાંજાએ દીનેયાં, દુઆ સાંજી અજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ તોજી દરગાહમે કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

=સીજદો દીજે=

અગર સોમણીજી દુઆ હોય ત સાંજી સોમણીજી વેનતી ચોજે અને અગર સુભુહજી દુઆ હોય ત સાંજી સોમણી, સુભુહજી વેનતી ચોજે.

(૨)

તે કના પોએ "તસબીહ" કઢી

=સીજધો દીઅણું=

તોબો તોબો તકસીરદાર. બંદો સરતાપા ગુનેહગાર યા શાહ તું બક્ષીએ બક્ષણદાર પીર થો દુઆ પડે બંદો થો વેનતી કરે. સચ્ચો શાહા થો કબુલ કરે ફરમાન શાહા પીરજો વચન=

એતરો ચઇને, તસબી પટ તે રખી હીઅ પડણું=

સચ્ચો વચન, સુબહાનલ્લાહ, શુકરન લીલ્લાહ વલ હમ્દો લીલ્લાહ, વ લા ઈલ્લાહા ઈલલ્લાહ, અલ્લાહો અકબર લા હવિલ વલા કુવ્વત ઇલ્લા બીલ્લા હિલ અલીયુલ અઝીમ, રહિમ, કરીમ, કસીમ, હઝરત, બુઝરક, પાક પરવરદીગાર, દેલમ દેસ માનબા વેસ ખંઠ એરાક સતોનેર, પાત્ર, અડતાલી ઇમામ, દસમો નકલંકી અવતાર મૌલાના આગા સુલતાન મહમદ શાહા દાતાર.

=સીજધો દીજે=

પોએ "હક યા શાહ" ચઇને વીશનાપુરી અને શાહાજી પુઠીયું પડજે.

# વિશનાપુરી

ત્રણ કરણ મધે સામીજીના અવતાર પાત્ર
પરવરતંતે

શ્રી અહુંણાદ (૧) અહ્ંણાદથી અલખ (૨) અલખથી નામનીલ (૩) નામનીલથી અનીલ (૪) અનીલથી સુન (૫) સુનથી સાન (૬) સાનથી નાન (૭) નાનથી ગીનાન (૮) ગીનાનથી નુર (૯) નુરથી તેજ (૧૦) તેજથી જળ (૧૧) જળથી કમળ (૧૨) કમળથી અંત્રબુધ (૧૩) અત્રબુધથી જાગ (૧૪) જાગથી તંતવ (૧૫) તંતવથી પ્રેમ તંતવ (૧૬) પ્રેમ તંતવથી આદ પુરષ (૧૭) આદ પુરષ નાભ ચકરથી ભયો બ્રહ્મા.

શ્રી અહુંણાદ આદ, અવિગત આદ શ્રી હુવ (૧) કવ (૨) ધરમ (૩) કેશવ (૪) તવણાદ (૫) ઉતરા (૬) હરીતક (૭) પ્રુરૂરવા (૮) અંત અતીત (૯) પ્રેમરૂખ (૧૦) વશ શ્રી મછ [૧]

શ્રી મછ ના મનાએક (૧) અજમેર (૨) અગરસેન (૩) એછાઉત (૪) ભરેશપત (૫) અસુ-અમિતર (૬) પઉતર (૭) પડવીર (૮) વંશ શ્રી કોરભ [૨]

શ્રી કોરભના ભિસરીઆત (૯) દિખચાત (૧૦)

પ્રજાપત (૧૧) અગરસેન (૧૨) કદિમ (૧૩) દોએલ (૧૪) વંશ શ્રી વારા [૩]

શ્રી વારા ના કેસવ (૧૫) ખત્રીવંશ (૧૬) અસાવ (૧૭) ઉનસ (૧૮) ખલીફત (૧૯) ગોતમ (૩૦) અંતઃ (૨૧) હરીતક (૨૨) વંશ શ્રી નરસિંહ [૪]

શ્રી નરસિંહ ના મનાએક (૨૩) કઉચક (૨૪) રેપક (૨૫) કેશવઢણ (૨૬) કેશવરૂખ (૨૭) વંશ શ્રી વાએમણ [૫]

શ્રી વાએમણ ના માનત્રાતા (૨૮) પૃથમીજએ (૨૯) એશરીન (૩૦) જવલમ્ર (૩૧) વંશ શ્રી ફડસીરામ [૬]

શ્રી ફડસીરામ નાં રૂગ (૩૨) નુગ (૩૩) જીજેઆત (૩૪) કુંભ (૩૫) અલીફ (૩૬) અજેપાળ (૩૭) દશરથ (૩૮) વંશ શ્રી રામ [૭]

શ્રી રામ ના પદમ (૩૯) જશાવઢણ (૪૦) વાસુદેવ (૪૨) વંશ શ્રી કરસનજી કાન [૮]

શ્રી કાન ના પરિખત (૪૩) જનમેજય (૪૪) સેસાનંદ (૪૫) સતાનંદ (૪૬) સ્વસ્થાન (૪૭) બુધસ્થાન (૪૮) વીણ વછરાજ (૪૯) વંશ શ્રી બુધ [૯]

શ્રી બુધના શીશ (૫૦) સામ (૫૧) સલામ (૫૨) મલકાન (૫૩) એસલામ (૫૪) હારૂન (૫૫) સમઉન સફા (૫૬) અદનાન (૫૭) માઅદ (૫૮) નીઝાર (૫૯) મુદર (૬૦) એલીઆસ (૬૧) મુધરક (૬૨) ખુઝેમા (૬૩) કિનાના (૬૪) નઝર (૬૫) માલેક (૬૬) ફહર (૬૭) ગાલેબ (૬૮) લુવે (૬૯) કઅબ (૭૯) મુરે (૭ ) કીલાબ (૭૨) કુસે (૭૩) અબ્દુલ મુનાફ (૭૪) અબુ હાસમ (૭૫) અબ્દુલ મુતલબ (૭૬) અબુ તાલેબ વલી (૭૭) વંશ શ્ર શાહા મોલા મુરતજાઅલી [૧૦]

## શાહજી પુઠીઉ.

—વચન અબુ તાલબ વલી—

૧ હક માલાના શાહા અલી
૨ હક માલાના શાહા હુસેન
૩ હક માલાના શાહા જયેનુલ આબદીન
૪ હક મોલાના શાહા મહમદ બાકર
૫ હક મોલાના શાહા જાફર સાદક
૬ હક મોલાના શાહા ઇશમાઇલ
૭ હક મૌલાના શાહા મહમદ બીન શાહા ઇસમાઇલ
૮ હક મૌલાના શાહા વશી અહમદ

૯ હક મૌલાના શાહા તકી મહમદ
૧૦ હક મૌલાના શાહા રઝી અબદલ્લાહ
૧૧ હક મૌલાના સાહા મેહદી મહમદ
૧૨ હક મૌલાના શાહા કાએમ
૧૩ હક મૌલાના શાહા મનસુર
૧૪ હક મૌલાના શાહા મોએઝ
૧૫ હક મૌલાના શાહા અઝીઝ
૧૬ હક મૌલાના શાહા હાકમ અબુઅલી
૧૭ હક મૌલાના શાહા જાહેર અલી
૧૮ હક મૌલાના શાહા મુસ્તનસિર બિલ્લાહ
૧૯ હક મૌલાના શાહા નીઝાર
૨૦ હક મૌલાના શાહા હાદી
૨૧ હક મૌલાના શાહા મોહતદી
૨૨ હક મૌલાના શાહા કાહેર
૨૩ હક મૌલાના શાહા અલા જીકરીયા સલામ
૨૪ હક મૌલાના શાહા અલા મહમદ
૨૫ હક મૌલાના શાહા ખુદ જલાલુદીન હસન
૨૬ હક મૌલાના શાહા અલાઉદીન મહમદ
૨૭ હક મૌલાના શાહા રૂકનુદીન ખુરશાહા
૨૮ હક મૌલાના શાહા શમસદીન મહમદ
૨૯ હક મૌલાના શાહા કાસમશાહા
૩૦ હક મૌલાના શાહા ઈસલામશાહા

૩૧ હક મૌલાના શાહા મહમદ બીન ઇસ-
લામશાહા
૩૨ હક મૌલાના શાહા મુસ્તનસિર બિલ્લાહ
૩૩ હક મૌલાના શાહા અબ્દસ સલામ
૩૪ હક મૌલાના શાહા ગરીબ મીરઝા
૩૫ હક મૌલ ના સાહા બુધરઅલી
૩૬ હક મૌલાના શાહા મુરાદ મીરઝા
૩૭ હક મૌલાના શાહા ઝુલફીકારઅલી
૩૮ હક મૌલાના શાહા નુરદીનઅલી
૩૯ હક મૌલાના શાહા સૈયદ ખલિલ્લાહ અલી
૪૦ હક મૌલાના શાહા નીઝાર
૪૧ હક મૌલાના શાહા સૈયદઅલી
૪૨ હક મૌલાના શાહા હસનઅલી
૪૩ હક મૌલાના શાહા કાસમઅલી
૪૪ હક મૌલાના શાહા અબુલ હસનઅલી
૪૫ હક મૌલાના શાહા ખલિલ્લાઅલી
૪૬ હક મૌલાના શાહા હસનઅલી
૪૭ હક મૌલાના શાહા આગા અલીશાહ દાતાર
૪૮ હક મૌલાના શાહા સુલતાન મહમદ
શાહા દાતાર

હાજર જોમેજો ધણી, વારેકેરા પુરખ શીંગેવા,
ઇમામ હાદીઉલ મેહદી, સાહેબલ અમર આગા

સુલતાન મહુમદ શાહા દાતાર, અણંત કરોડીચું તારણહાર. હાજર જોમેજો ધણી, ખીસે અમર પુઠીઆ શાહ, તોજે દરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહુમદશાહા દાતાર=

=સીજદો દીજે=

(૫)

## પંજપાટી

### અલી અલ્લાહ

અલ્લાહુમા, યા મોલાના અંતઃસલામ, વ મિન્ક સલામ, વ ઇલયકા યરજઉસ સલામ, વ ઇલયકા અલ્ફ્સ સલામ, હુય્યેના રબ્બના બિસ સલામ, વ અદખિલના દારસ સલામ, તબારકતા રબ્બના વ તાલયતા, યા ઝુલ, જલાલ વલ ઇકરામ.

=એતરો સભની પાટમેં પડજે=

"બે ફઝલેકા રહેમત બિકુન."

યા મોલાના — ૨

"લુત્ફે વ કરમ કુન"

યા માલાના — ૩

"લા હઉલ વલા કુવ્વત ઇલ્લા બિકા"

"ઝુદ ઝુદ, બ ફિરીયાદ બેરસ"
યા મૌલાના — ૫

વેલા પંજપાટીજી.

અલ્લાહુમા યા સઇયદી; મૌનકા મદદી, વ અલઇકા મોઅતમદી, ઇયાકા નઅબુદો વ ઈયાકા નસ્તઇન, યા અબલગોસ, અગિસની યા અલી અદરિકની બે લુત્ફેકલ ખફી, સવાબી, રહેમતી, મરહુમતી સચ્ચો મહમદ અરબી; અલી મહમદ યક ખુદા, હક શનાશ, દર્રે બલા લા ઇલાહા ઇલ્લલ્લાહ, મહમદ રસુલ્લાહ, અમીરલમોઅમીનીન અલી સહી અલ્લાહ, હુસબો ‌અલ્લાહ, વ નિયમલ વકીલ, વ નિયમલ મૌલા, વ નિયમલ નસીર, ગુફરાનકા રબના, વ ઇલઈકલ મસીર પંજ પાટીજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ તોજે દરગાહમેં કબુલ કર મૌલાના આગા સુલ્તાન મહમદ શાહ દાતાર,

=સીજધો દીજે=

(૬)

પોએ "શાહ દીદાર" જો પંજે દઇ

=સીજધો દીજે=

પોએ તસબી કઢી હી પડણું

અલી અલ્લાહ, યા શાહ. રાહીએ, દરગાહીએ. ઇશ્ક ધારીએ, પંજેભાઇએંખે તુસી તોજે દિદાર ડીએ, ખીસે અમર પુઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર મૌલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

—સીજધો દીજે—

પોએ હી પડણું

અલી અલ્લાહ, યા શાહ; ફજલ વ રહેમત કરીએ. કુલ બલાંઉ દફે કરિએ. જીઅરેખે જોત ડીએ, મોએંખે મોખ ડીએ જીનંજા પીંઠ ભગે, તીનીજા જીવ સુથાએ કરીએ ખએર પેદા કરીએ, શર દફે કરીએ, તોજો દીદાર નશીબ કરીએ બરકત ધુઆ * સાંજીઅજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તોજે દરગાહમેં, કબુલ કર, મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

---

* અગર સોમણીજી દુઆ હોય ત (સાંજી સોમણુજી વેનતી ચોજે) અને અગર, સુબુહજી દુઆ હોય, ત (સાંજી, સોમણી, સુબુહજી વેનતી ચોજે)

સીજદેમેં હીઅ પડણું

યા શાહ, પીર વકીલ, જુમલે જમાત માહર, પીદર, એસ, ખીશાવર જી દેહ મુર દેહ, બંદા સરતા પા ગુનેહગાર, યા શાહ તું બક્ષીએ બક્ષણહાર.

બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

લા ઇલાહા ઇલ્લા હુલ હઇયુલ કઇયુમ
લા ઇલાહા ઇલલ્લા હુલ મલકુલ હકકુલ
મુબીન
લા ઇલાહા ઇલલ્લા હુલ મલકુલ હકકુલ
યકીન
લા ઇલાહા ઇલ્લાહ હુલ માલેકે યેવમિદ
દીન
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ અલીયુલ
અઝીમ
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ હલી મુલ કરીમ
લા ઇલાહા ઇલલ્લાહ, હો રબ્બે સમાવાતે
સબઅ વ રબ્બે અરઝીન સબઅ, વ મા
ફી હિન્ના વ મા બઇન હુન્ના, વ રબિલ
અરશીલ અઝીમ લા ઇલાહા ઇલલ્લાહ,
મહમદ રસુલીલ્લાહ વ અમીરલ મઓમી

નીન અલી સહી અલ્લાહ હક્કન હક્કા અસ્તગ ફિરૂલ્લાહ હીલ અઝીમે વ બે હમ્દે-હી અસ્તગ ફિરૂલ્લાહ રબ્બિવઅતુબે ઇલઇહી લા ઇલાહા ઇલ્લાહ અંતા સુબ્હાનકા ઇન્ની કુંતો મીનઝ ઝાલે મીન લા ફતા ઇલ્લા અલી લા સઇફ ઇલ્લા ઝુલફિકાર

## નાદે અલી.

નાદે અલીયન, મઝહરલ અજાએબ તજિદહુ અઉનન લકા, ફીન નવાએબ કુલ્લો હમ્મીન. વ ગમ્મીન સયંજલી, બ વિલાયતેકા યા અલીયો, યા અલીયો યા અલી--

=પુકારો ત્રીજજે=

પોએ પંજતન પાકેજી પોઆ દીજે

(અગર, દુઆ સુબુહજી હોય ત પેરી, સુબુહ સાધ-સાધકજી તસબી (સુબ્હાનલ્લાહ) કઢી, સીજધો દઇ પોએ પંજતન પાકેજી દુઆ દીજે)

---

## દુઆ પંજતન પાકેજી.

હજરત નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લાહો અલઇહી વ સલમ હજરત મૌલા મુરતઝાલી,

બીબી ફાતમત ઝોહરા રઝી અલ્લાહુ તઆલા, હજરત ઇમામ હસન, હજરત ઇમામ હુસેન પંજતન પાકેજી દુઆજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તાજે દરગાહમેં કબુલ કર મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

પોએ દુઆ ગત પીરેખે દીણી, તેમે પીરેજીઉં પુઠીઉં પડણીઉ

## પાઠ ૧૧ મો.

## પીરેજીઉં પુઠીઉ.

૧ પીર અવ્વલ નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લાહો અલઇહી વ સલમ
૨ પીર ઇમામ હસન
૩ પીર કાસમશાહ
૪ પીર જાફરશાહ
૫ પીર જએનુલ આબેદીન
૬ પીર અમીર આહમદ
૭ પીર સતગુર નુર
૮ પીર ઇંદ્ર ઇમામદીન
૯ પીર મહમદ મનસુર
૧૦ પીર ગાલબદિન
૧' પીર અબ્દલ મજીદ

૧૨ પીર મુસ્તનસિર બિલાહ
૧૩ પીર અહમદ હાદી
૧૪ પીર કાસમશાહ
૧૫ પીર મહમદશાહ
૧૬ પીર માહમુદશાહ
૧૭ પીર ગોહોબદિન
૧૮ પીર ખાલકદીન
૧૯ પીર અબદુલ મોમનીન
૨૦ પીર ઇસલામદીન
૨૧ પીર સોલેહદીન
૨૨ પીર સલાહદીન
૨૩ પીર શમસદીન
૨૪ પીર નસીરદીન
૨૫ પીર શાહેબદીન
૨૬ પીર સદરદીન
૨૭ પીર હસન કબીરદીન
૨૮ પીર તાજદીન
૨૯ પીર પન્ધીઆદ જવાંમરદી
૩૦ પીર હએદરઅલી
૩૧ પીર અલાઉદીન
૩૨ પીર કાસમશાહ
૩૩ પીર નસીર મહમદ

૩૪ પીર બાબા આગા હાસમશાહ
૩૫ પીર મહમદ જમાન
૩૬ પીર આગા અજીજ
૩૭ પીર મેહેરાબ બેગ
૩૮ પીર અલી અકબર બેગ
૩૯ પીર આગા અલી અસગર બેગ
૪૦ પીર મીરઝા શાહ હુસનઅલી
૪૧ પીર મીરઝા શાહ કાસમઅલી
૪૨ પીર આગા શાહ અબુલ હુસનઅલી
૪૩ પીર મીરઝા મહમદ બાકર
૪૪ પીર સરકાર માતા સલામત
૪૫ પીર આગા શાહ હસનઅલી
૪૬ પીર આગા અલીશાહ દાતાર
૪૭ પીર આગા શાહ ખલીલ્લાહ
૪૮ પીર અબલ હુસનશાહ

૪૯ કુલ પીરેંજો પીર, મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર, હાજર જોમેજો ધણી.

યા રબ હકકે ઉન દો ગુલે ગુલશને બતુલ બક્ષીએ મારા, બ ફાતેમા, દુખ્તરે રસુલ દુઆ ગત પીરેંજે રસાણીજી વેનતિ ખીસે અમર પુઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર, મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

=સીજદો દીજે=

---

(૧૨)

દુઆ હિઓ ગતપીરિ, બારગુરં, ઓલીઆ અંબીઆ, સીતેર સો સો હુરેની, એક લાખ ચાવીસ હઝાર પએકામ્બર, ગત જુમલે જે રૂએંખે રસાડણુજી વેનતી. ખીસે અમર પુઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર, મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

=સીજદો દીજે=

પોએ ચાજે=તસબી કહો, 'હજરત પંજતન પાક સાહેબેજી' પોએ 'પંજતન પાકજી તસબી કહી.

(૧૩)

=સીજદો દીજે=

પોએ ખએર નીઅથજી દુઆ દીજે

## દુઆ નીઅથ ખએર

આકુભતજો ખએર કરીએ હિત માંથ ખએર કરીએ. દીન દુનીઆજો ખએર કરીએ અઠ પોહોર, ચોસઠ ઘડીઉં, ખએર સલામતીસે ગુજારીએં, વાટે, ઘાટે રાહ મુસાફરે, રાહીએ, દર-

ગાહીએ, પંજેભાઇએ, અમર ધારીએ. એશક ધારીએ જુમલે જમાએથજો ખએર કરીએં આલ નબી, અઉલાદ અલીજો ખએર કરીએં યા અલી રખે જાલમ કનાં. યા અલી રખે સર શએતાન કનાં યા અલી રખે તીન કનાં જીનીખે તોજી સાંજાએ ન આહે. યા અલી તું ખએર કરીએ. ખએરજી વેનતી, ખીસે અમર પુઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

=સીજધો દીજે=

સીજધેમેં હીઅ ચોણું.

(૧૫)

૧ દિઆ સિજધો, અલ્લાહ મરેહેઆ અલી મહમદ ગત જુમલેજી મુશકીલ આશાન કરે

૨ દિઆ સિજધો અલ્લાહ મરેહેઆ, સાહેબ સતજો કાંગવો કબુલ કરે.

૩ દિઆ સિજધો ત સાહેબ ગુર પીરજો બોલ મથે કરે.

૪ દિઆ સિજધો, ત સાહેબ શાહીએ દર-ગાહીએખે ઘર પોંચાએ, દીદાર નશીબ કરે.

૫ દિઆ સિજધો, ત શાહેબ બારગુરજે અઉલાદજે કલામમે સગ વીજે
૬ દિઆ સિજધો, ત સાહેબ અનપાણીજે ભંડાર મેં બરકત વીઝે.
૭ દિઆ સિજધો, ત સાહેબ કરજીઅન તા કરજલાએ, કરજીઅનજો કારસાજ થીએ.
૮ દિઆ સિજધો ત સાહેબ દીનજા દુશમન દફે કરે.
૯ દિઆ સિજધો, ત સાહેબ ઘરખાનેમેં સરાઇઉં, ખુશહાલીઉં, વધાયું કરે.
૧૦ દિઆ સિજધો, ત સાહેબ રાજાખે રાજ દે, પ્રજાખે સુખ દે.
૧૧ દિઆ સિજધો, ત સાહેબ ગન જુમલે જીઉં મન ઘુરીઉં મુરાધું હાસલ કરે.
૧૨ દિઆ સિજધો, ત સાહેબ બંધીવાનેજા બંધ ખલાસ કરે.
૧૩ દિઆ સિજધો, ત સાહેબ સિગો સવારી કરે પ્રગટ થીએ.
૧૪ દિઆ સિજધો, ત સાહેબ મુશકીલ આસાન કરે; ખએર પએદા કરે, રખી વડે માહાધનજે આજાર કનાં.

**૧૫ દિઆ સિજધો, અલ્લાહ મરેહેઆ અલી મહમદ ગત જુમલેજી વેનતી કબુલ કરે.**

સીજધે મીજા મથો ખણી, હી પડજે.

હીઓ ખટે પેટાંધજી સાર, સંભાર, ઉછીનુ, પાછીનું, દમડી દામ, સારે સરકારમેં દિજા. યાર અલ્લાહ મરેહેઆ. મૌલા અલી મન ધુરીઉં મુરાદ્યું હાસલ કનેઆ મૌલાના અગા સુલતાન મહમદ શાહ દાતાર દીદાર નશીબ કનેઆ—

(૧૬)

તસભી કહો, શાહ, ગરિબ મીરજા, ફજલ કર, મૌલાના અલી—

**અલી અલ્લાહ.**

=સીજધો દીજે=

**તસબી કહો મુશકીલ આસાનજી "યા અલી"**

**અલી અલ્લાહ.**

=સીજધો દીજે=

**તસબી કહો, ફરમાનજી.**

**="યા અલી" ૧૪ વખત.**

**="સલવાત" ૧૪ વખત.**

**(અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમદી વ આલે મોહમદ)**

અલી અલ્લાહ ફરમાનજી તસબી કબુલ કર
મૌલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

પોએ; ખએર નીઅથજી દુઆ દીજે.

——:o:——

૧૭

## દુઆ નીઅત ખએર.

આકુભતજો ખએર કરીએ; યા અલી તું ખએર કરીએં, ખએરજી બેનતી. બીસે અમર પુઠીઆ, શાહ, તોજે દરગાહમેં કબુલ કર, મૌલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

સીજધેમેં હીઅ ચોણું

યા શાહ, ભલી બતાઇએં, બુરી તજાઇએં હુર દો હાથ તુમારે.

——:o:——

૧૮

મદદે અલી, સફાયતે રસુલ એતાયતે ખુદા, હજરત કબુલ પીર સતગુર નુરની ફરીયાદ, પીર સમસ ચોટની ફરીયાદ, પીર સદરદીનની

ફરયાદ, પીર હસન કબીરદીનની ફરીયાદ, પીર અલી અસગર બેગની ફરીયાદ, પીર મીર્ઝા મહમદ બાકરની ફરીયાદ, પીર સરકાર માતા સલામતની ફરીયાદ, પીર આગા શાહ ખલીલ્લાહની ફરીયાદ, પીર અબલ હસનશાહની ફરીયાદ મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર પાસે ફરીયાદ, એણે કલમે કલમું પાક

અશહદો, અન લા ઇલાહા, ઈલલ્લાહ
અશહદો, અન્ન મહમદ રસુલલ્લાહ
અશહદો, અન્ન અમીરલ મોઅમીનીન

અલી સહી અલ્લાહ,

"હએ ઝીન્દાહ"

"કાયમ પાયા"

"શાહ પીર પાયા"

અલ્લાહજો દીદાર, મહમદજી સફાયત મહમદ સફાયત કરશે, મોમન બેહેસ્ત લહંધા, ઊણું, પુરા, આસવંતા, ઉતારે પાર કરીએ, યા આગા સુલતાન મહમદશાહ દાતાર.

=અલ મરણુ મોત હક=

**ધુઆ તમામ.**

# પ્રકરણ ૪ થું.

## ધુઆના શબ્દાર્થ.

### પાઠ ૧ લો તથા ૨ જો.



દુઆ પડો–બંદગી કરો

અલ્લાહ મરેહેઆ–ખુદાતાલા ( તમારા ઉપર ) રહેમત કરે

હક નામ–ખુદાનું નામ

ગીનો–સ્મરણ કરો

ઇમાન–એકીન

સાંજાએ–હયા

દીનયાં–બક્ષે

ધુઆ–બંદગી

વેનતી આજીજી

ખીસે અમર પુઠીઆ–તારી સતાની રૂએ

શાહ–હાજર ઇમામ

દરગાહ–હજુર

મૌલા–ધણી

ના–અમારા

મૌલાના–અમારા ધણી

સીજદો–નમન



## પાઠ ૩ જો.

તોબો—હું ( મારાં પાપ માટે ) તોબા કરૂં છું.
સીર—માથું
તા—સુધી
પા—પગ
સીર તા પા—માથાથી તે પગ સુધી
બક્ષણહાર—મારી બક્ષનાર
મુઆ પડે—બંદગી કરે
પીરજે વચન—પીરે કહેલા
સચ્ચા—ખરેખર
વચન—કહેવું
સચ્ચા વચન—ખરેખર કહું છું
સુબહાન—પાક
અલ્લાહ—ખુદા
સુબહાન અલ્લાહ—ખુદા પાક છે
સુકરન—એહેસાન માનું છું.
લિ—વાસ્તે
અલ્લાહ ખુદા
શુકરન લિલ્લાહ—ખુદાના એહસાન માનું છું
વ—અને
અલ હમ્દ—બધી તારીફ તથા વખાણ
લિ—વાસ્તે
અલ્લાહ—ખુદા

વલ હમ્દો લિલ્લાહ—અને બધાં વખાણ ખુદાનાં છે.

વ—અને

લા—નથી

ઇલાહા—ખુદા

ઇલ્લાહ—સિવાય

અલ્લાહ—ખુદા

વલા ઇલાહા ઇલલ્લાહ—અને ખુદા સિવાય બીજો ખુદા નથી

અલ્લાહ—ખુદા

અકબર—સઉથી મોટો

અલ્લાહો—અકબર—ખુદા સઉથી મોટો છે

લા—નથી

હઉલ—શકિત

વ—અને

લા—નથી

કુવ્વત—સતા

ઇલ્લો—સિવાય

બે—સાથે

અલ્લાહ—ખુદા

| | |
|---|---|
| વ—લા હઉલ વ લા<br>કુવ્વત ઇલ્લા બીલ્લાહ | અને ખુદા સિવાય કોઇને શકિત કે સત્તા નથી |

અલી—અલી

અઝીમ—બુલંદ

અલીયુલ્લ અઝીમ-અલી બુલંદ

રહીમ-દયાળુ

કરીમ-કૃપાળુ

કસીમ-રોજી આપનાર

હજરત-મહાન

બુઝરગ-મોટો

પાક-પાવત્ર

પરવરદીગાર-પાલણ્ કરનાર

દેહલમ દેશ-ઇરાન દેશના એક પરગણાનું નામ છે.

માનખા વેશ-મનુષ્ય અવતારમાં

ખંડ એરાક-એશીયા ખંડમાં ઇરાનનો દેશ

પાત્ર-વડવાઓ

નકલંકી અવતાર (ખુદાનો દશમો અવતાર) એનો અર્થ "અવતાર પુરૂશ અથવા કલંક વગર નો" પવીત્ર થાય છે. **નકલંકી અવતાર તે મૌલા મુરતઝા અલી** તેમજ તેઓની ગાદીએ આવનાર હરેક હાજર **ઈમામ.**

## ખુલાસો.

**સંસ્કૃતમાં નકલંકી અવતારનું** કલ્કિ નામ છે. જેનો અર્થ "પાપ અને દુષ્ટતાનો નાશ કરનાર" થાય છે.

## પાઠ ૪ થો.

હક–ખરો

યા–ઓ

શાહ–હાજર ઈમામ

હક યા શાહ–ઓ શાહ (હાજર ઈમામ) તું સાચો છે

વિશનાપુરી–વિષ્ણુના વડવાઓના નામો

કરણુ–ચાર જુગ અને ચાર કલ્પની આગળ થઈ ગયેલો જમાનો–અગીયાર લાખ વરસનો એક જુગ હોય, એવા ત્રીસ જુગનો એક કરણુ–કુલે ત્રણુ કરોડ અને ત્રીસ લાખ વરસનો એક કરણુ થાય છે, ત્રણુ કરણુમાં નવ કરોડ અને નેવું લાખ વરસની મુદત થાય છે.

(જુઓ–મુલ ગાયંત્રી)

અહુણુાદ આદ–અહુણુાદની પહેલાંનું

અવિગત આદ–તે અગાઉના સંબંધમાં વિગતવાર હકીકત અજાણી છે.

નાભ ચકર–નાભ કમળ

ભયો–(શારીરીક રૂપમાં) જાહેર થયો

બ્રહ્મ–ખુદા

મૌલા–ધણી

ના–આપણો

મૌલાના–આપણો ધણી

